શ્રી મલ્લીજીનાથ નમઃ

# મલ્લીનાથ મહાત્મ્ય.

મલ્લીનાથના ચમત્કાર, રાસડો, ચૈત્ય-
વંદનો, સ્તવનો, સ્તુતિઓ, લાવણી,
ગરબો અને પાંચ આરતીઓ સાથે,

છપાવી પ્રસિદ્ધ કરનાર.
**માસ્તર નાનાલાલ મગનલાલ.**
રીચીરોડની સડકપર—અમદાવાદ



આવૃત્તિ પહેલી.
શ્રી "સત્યવિજય" પ્રિન્ટીંગ પ્રેસ—અમદાવાદ.
વીર સંવત ૨૪૩૫ સને ૧૯૧૦.
કિમ્મત એક આનો.

# શ્રી મલ્લીનાથ મહાત્મ્ય.



ભોયણી જવાને રેલવેનાં ત્રણ સ્ટેશન છે. એક વીરમગામનું બીજું કલોલનું અને ત્રીજું મેહેસાણાનું છે. મેસાણા જવાની ગાડી છે. વીરમગામથી મેસાણા જતા રસ્તામાં ઘેલડા સ્ટેશને ઊતરવાથી ભોયણી જવાય છે, તેમજ મેસાણાથી વીરમગામ જતાં ગાડીમાં ઘેલડા સ્ટેશને ઉતરવાથી ભોયણી જઇ શકાય છે, અમદાવાદથી મેસાણા જતાં રસ્તામાં કલોલ સ્ટેશન આવે છે ત્યાંથી પણ કડી જવાની લાઇન છે કડીથી ભોયણી પાંચ ગાઉ થાય છે. કડીમાં જૈનધર્મનાં દેહેરાં અને ધર્મશાળાઓ પણ સારી છે.

કલોલમાં મનસુખભાઇ શેઠનું બંધાયેલું પાર્શ્વનાથ પ્રભુનું નવું જૈન દેરાસર છે. તે પછી મેહેસાણાનું સ્ટેશન છે, તે ફકત મારવાડ અને ઉત્તર હિંદુસ્તાન તરફના લોકોને જવા આવવાને ઠીક પડે છે, કારણ કે મેસાણાથી ઘેલડાની ટીકીટ લેછે એટલે ત્યાંથી ભોયણી ા ગાઉજ છેટે છે. મેહેસાણામાં સાત દેરાસરો છે તથા ધર્મશાળા પણ સારી છે, તેમજ ગામ પણ મોહોટું છે, તથા શ્રાવક લોકોની વસ્તી ઘણી છે. અને તેમનો ઘણો ભાગ મુંબઇ વીગેરે દેશાવરમાં વ્હેપાર અર્થે રહે છે. તેથી તેઓ પૈસે ટકે પણ સુખી છે.

ભોયણીમાં શ્રી મલ્લીનાથ મહારાજ પ્રગટ થયા ત્યારે સોલંકી વંશના ઠાકોર રાણાજી લાખાજી હતા તે હાલ ગુજરેલા છે તેમના

દીકરા કાળુજી રાણાજી હાલ છે તેઓ સ્વભાવે મીલનસાર અને સંતોષી છે. તેમને કારખાના તરફથી ચોર્યાયાત પેટે દર વર્ષે રૂ. ૪૧૦) આપવામાં આવે છે. ભોયણી ગામની ઉપજ તળ ભોયણી સદાતપરા, તથા દેકાવડાના ઠાકોર વેહેંચી લે છે, પણ ગામમાં જાત્રાળુઓના માલની સંભાળ તથા વળાવાનું જોખમ એકલા ભોયણીના ઠાકોરના શીર છે. અને જો ચોરી કે લુંટ થાય તો તેનું જોખમ એ ઠાકોરે ભરી આપવાનું કબુલ કરેલું છે.

ભોયણી ગામ ન્હાનું છે અને તેમાં આશરે ૩૦૦ ઘર છે. સોલંકી ઠાકોર અને પટલીયા તથા કોળી ઠાકરડા અને શ્રાવક વાણીઆનું એકજ ઘર છે, પણ મલ્લીનાથ મહારાજના નીકળવાથી તેમની જાત્રાએ ઘણા લોક દરરોજ આવે છે તથા તેમની ભારે માનતા ચાલે છે. તેથી ત્રણ ચાર વાણીયાઓએ આવીને ત્યાં નેસ્તિની દુકાનો તથા જમવાની વીસીઓ માંડી છે. ભોયણી નજીકમાં કુકવાય દેસાણા ડાંગરવા એ ગામો છે, તેમાં શ્રાવક લોકોની વસ્તી છે અને કુકવાવમાં તો દેહેરાસર પણ છે. ત્યાં ઘણા લોકો દર્શન કરવા સારૂ જાય છે.

ભોયણીની પાસે કોઈ નદી કે તળાવ નથી, પણ પુર્વ દિશાએ સુમારે અડધા ગાઉ ઉપર વાણીયાવાડ નામે એક નહાનું તળાવ છે. જાત્રાળુઓને તથા લોકોને પાણી પીવા સારૂ ધરમશાળાની પાછળ મલ્લીનાથના કારખાના તરફથી એક મોટો કુવો બાંધવામાં આવેલો છે તથા બીજો કુવો ગામમાં સબળાજીનો કહેવાય છે. એ રીતે બે કુવા છે. તથા નવી બંધાયેલી બે ધર્મશાળામાં પણ એક એક કુવો છે. ગામમાં પેસતાં ખોડિયાર માતાનું એક નાનું દેહેરૂં છે. તે શિવાય બીજું એકે દેવાલય નથી.

એ શિવાય શ્રીમલ્લિનાથ મહારાજને પધરાવવા સારૂ એક ત્રણ

શીખરનું દેહેરાસર અને લોકોને ઉતરવા સારૂ ત્રણ મ્હોટી ધરમશાળાઓ છે. અને તેની બહાર ધરમશાળાની ઓરડીઓની પછીતે પુર્વ બાજુએ બીજી કેટલીક ઓરડીઓ બાંધવામાં આવેલી છે.

## મલ્લિનાથ મહારાજનું પ્રગટ થવું અને તેમણે બતાવેલો ચમત્કાર.

ભોયણીની સીમમાં ભોયણીની ઉત્તર દિશાએ ગામથી ખેતરવા દુર કેવળ પટેલનું ખેતર છે તેમાં તે પટેલે કુવો ખોદાવવા માંડયો ત્યાં ત્રણ હાથ ખાડો ખોદતાં બપોર થવાથી ખોદવાનું કામ બંધ કરી ખોદનારા ત્યાંજ ખાવા બેઠા. થોડીવારમાં તેમના કાને ન્હાના પ્રકારના રાગ અને અવાજ પડયા, ત્યારે તેઓએ વધારે તપાસ કર્યો તો જે ખાડો પોતે ખોદે છે તેમાંથી અવાજ આવતાં માલમ પડયા, જો કે મજુર લોકો જાતના કોળી અને જડ બુદ્ધિના હતા પણ જ્યાં મહારાજની કૃપા થાય ત્યાં તેમનું અજ્ઞાન પણ દૂર થયા વગર રેહેજ નહીં, એટલુંજ નહી પણ તેઓ પુર્વ જન્મના તપસ્વિ હતા તેથી તેમને માહારાજે ગેબી અવાજ સંભળાવ્યા. હજુ તેમાં શું છે તે તેઓના જોવામાં આવ્યું નથી, પણ પ્રભુ કૃપાથી તેમના મનમાં અત્યંત આનંદ ઉત્પન્ન થયો, એટલામાં વળી એકદમ બંદુકના જેવો અવાજ ખાડામાં તે થયો અને તે ખાડામાંથી માટીનો મોટો પોપડો ઉંચો થઇ તેમાં ચીરા પડી ગયેલા દીઠા અને જેમ સુર્ય ઉગતા પહેલાં સોનેરી રંગનાં કીરણો પ્રકાશ આપે છે તેમ એ ચીરાઓમાંથી નાના પ્રકારના રંગ બેરંગી પ્રકાશ દેખાવા લાગ્યા તેથી તેઓને તેમાં શું છે તે જોવાનું વધારે મન થયું, તેથી ધીમે રહીને તે માટીને દુર કરતાં અંદર આરસ પહાણની ત્રણ પ્રતિમાઓનાં દર્શન થયાં. ભાગ્યશાળી મજુરોના મનમાં આવ્યું કે કોઇ દેહેરાસર ભાગી પડવાથી અથવા કોઈ અચાનકથી આ મુર્ત્તીઓ દટાએલી

નથી. જો તેમ હોય તો કોઇ ઉંધી અને કોઈ આડી અવળી તેમજ કેટલેક છેટે છેટે હોય, પણ આતો ત્રણે મુર્ત્તીઓ તેમાં વચમાં મલ્લિનાથ મહારાજ અને આજુબાજુ બે કાઉશકિયાજી જેમ હાલ બેઠેલી છે તેવીજ રીતે જોડા જોડ બેઠેલી દીઠી તેથી તે મુર્ત્તીઓને જમીનમાંથી બહાર પધારવું છે એમ જાણી તેઓએ આસ્તેથી બહાર કાહાડી તેજ ખેતરમાં બેસાડી. બહાર કહાડતાં મજુરોને એક ફુલના દડા જેટલું પણ વજન લાગ્યું નહીં. મહારાજ પ્રગટ થયા તે દીવસ મહા શુભકારી સંવત ૧૯૩૦ ના વૈશાખ સુદી ૧૫ શુક્રવારનો હતો.

ત્રણે પ્રતિમાઓને બાહાર કાહાડી પણ તે દેવ કીયા ધર્મના છે તેની તેઓને ખબર પડી નહી. તેથી ભોયણીમાં ખબર મોકલી એટલે કેટલાક લોકો આવ્યા તેઓ દર્શન કરતા મનમાં હર્ષ પામ્યા. તેમના ઓળખવામાં પણ તે મુર્ત્તીઓ આવી નહી, કેમકે તેઓ શ્રાવક હતા નહી. પરંતુ ઘણા આવ્યાથી મુર્ત્તીઓના અંગ ઉપરની માટી ધોઇ નાંખી થોડીવારમાં નજીકમાં કુકવાવ ગામ છે. ત્યાં આ ખબર જતાં ત્યાંથી ઘણા લોકો આવ્યા. તેમાં શ્રાવક લોકો અને ગોરજી બાલચંદજી પણ હતા તેઓના સમજવામાં આવ્યું કે આ મુર્ત્તીઓ અમારાં જૈન ધર્મની છે પણ કીયા પ્રભુ છે તેતો સદર ગોરજીને વધારે તપાસ કરતાં માલુમ પડ્યું કે તેમાંના મોટી મુર્ત્તીની પલાંઠીએ કળસનું ( નીશાન ) લંછન છે તેથી તેમને ખાત્રી થઈ કે આતો ઓગણીસમાં તીર્થંકર મલ્લિનાથજી મહારાજ અને બે કાઉશકિયાજી છે, આથી કુકવાવના શ્રાવક ત્રીભોવન કુબેરે દુધ મંગાવી મહારાજને પખાળ કર્યો અને સેવા પુજા કરવા માંડી. એજ રીતે ત્રણ દિવસ સુધી તેજ ખેતરમાં સેવા પુજા કરવામાં આવી. પછી સદરહુ ત્રીભોવન કુબેર અને બીજા શ્રાવકોએ કહ્યું કે આ મહારાજ અમારા

ધર્મના છે અને ભોયણીમાં કોઇ શ્રાવક નથી તેથી અમે તેમને કુકવાવ લેઈ જઇશું. મહારાજને ભોયણીમાં જવાની ઇચ્છા તેથી તેમને ભોયણીના પટેલીઆ અને ઠાકરડાઓને પ્રેરણા કરવાથી તેઓએ કહ્યું કે અમારી સીમમાં આ દેવ પ્રગટ થયા તેથી અમે અમારા ગામમાં લેઇ જઈ સેવા પુજાનો બંદોબસ્ત કરીશું. કુકવાવવાળાએ ભોયણી વાળાઓને રૂપીઆ આપવાની લાલચ બતાવી પણ તેઓએ માન્યું નહિ. તેથી બંનેના વચમાં ઘણી રગઝક ચાલી, પછી ભોયણીના લોકો ઘણા ગરીબ તેથી તકરારનો જલદી નીવેડો લાવવા બોલી ઉઠયા કે મહારાજને એક વગર બળદના ગાડામાં બેસાડો પછી જે તરફ ગાડું જાય તે ગામમાં પધરાવવા. આ વાત કુકવાવવાળાઓએ પણ કબુલ રાખી એક ગાડું મંગાવ્યું, તેના બળદ છોડી નાંખ્યા અને કુકવાવવાળાઓએ કપટથી ગાડાનો ઉટડો કુકવાવ ગામ તરફ રાખી મહારાજને સાથેના બે કાઉશકિયાજીને ગાડામાં બેસાર્યા તથા એક ઘીનો દીવો જેમ શેવામાં બળતો હતો તે પણ ગાડા ઉપર મુકયો. હવે મહારાજ કઈ તરફ પધરાવવાની ઇચ્છા કરે છે. તે દુર ઉભા રહી જોવા માંડયું. થોડીવારમાં ગાડું વળ્યું અને તેનો ઉટડો ભોયણી તરફ અને પુછડીયુ કુકવાવ તરફ થઇ ગયું. અને તુરત ત્યાંથી વીસ પચીસ કદમ વગર બળદે ગાડું ભોયણી તરફ ચાલ્યું અને વખતે વધારે ચાલતાં મહારાજ પડી જશે એ દેહસતથી લોકોએ ગાડાને ઝાલી લઈ અને બળદ જોડયા. કુકવાવવાળાઓના મનમાં ઘણું હતું કે મહારાજને કુકવાવ લેઇ જવા, પણ જ્યાં ભોયણીની ભુખ ભાગવાની પ્રભુનીજ ઇચ્છા છે, એમ તેમના સમજવામાં આવ્યું એટલે તે પોતાનો મત દુર કરી ઘણી ધામધુમથી ભોયણી લાવ્યા. અને પટેલ અમથા રામજીની ઓરડીમાં પધરાવ્યા.

ગરીબડા ભોયણીવાળાઓએ મહારાજની સેવા પુજા કરવા સારુ

એક ન્હાનું સરખું ઉઘરાણું કરી કડીગામથી કેશર ચંદન વિગેરે સામાન મંગાવ્યો અને ભોયણીના રહીશ ગોઠી વ્યાસ પરસોતમ પુંજા હતો તેને સેવા પુજા સારૂ રાખ્યો.

સુર્ય ઉગે છે તેનો પ્રકાશ જલદી થાય છે. તેમજ આ મલ્લિનાથ મહારાજ પ્રગટ થવાની ખબર દેશ પરદેશ ચારે તરફ ફરી વળવાથી હજારો લોકો મોહોટા શંઘ કહાડીને આવવા લાગ્યા; જેથી ગરીબડા લોકોએ ખરા પ્રેમથી એક ન્હાનું ઉઘરાણું કરી કેસર ચંદન મંગાવેલું ત્યાં હવે સેંકડો રતલ કેસર ચંદનના ઢગલા થાય છે. એક ભાગી તુટી છાપરીમાં પધરાવેલા તે દિવસ દુર થઇ એક લાખ રૂપીઆના ખરચથી થએલાં મહોટા દેરામાં પધરાવ્યા છે.

'વગર બળદનું ગાડું ચાલે એ કાંઇ જેવો તેવો ચમત્કાર નથી' તેની સાથે એ પ્રભુએ જુદા જુદા લોકોને એટલા બધા ચમત્કાર બતાવ્યા છે કે તે તમામ લખવામાં આવે તો આ એક મ્હોટું પુસ્તક થઇ જાય, તેથી ટુંકામાં મ્હોટા મ્હોટા અને થોડા ચમત્કાર લખું છું અને વાંચનારને જણાવું છું આ પૃથ્વીમાં હજારો દેવ છે તેમાંના કેટલાકની ચમત્કારીક વાતો હતી એવું આગળના પુસ્તકોમાં વાંચીએ છીએ, પણ આ સઇકામાં તો આ મલ્લીનાથ મહારાજના ચમત્કાર સાંભળીએ છીએ. તેથી ઘણા લોકોના અંતઃકરણ તે તરફ ખેંચાયા છે. અને થોડી મુદતમાં તેમના દર્શનનો લાખો આદમીઓ લાભ લેઇ ગયા છે ને લે છે. એ શું નાનો શુનો ચત્મકાર કહેવાય? આજે તેમની માનતાથી ઘણા લોકોનાં ધારેલાં કામ થઇ ગયા છે તથા થાય છે તેમાંના થોડાક ચમત્કારીક દર્શાવું છું.

મહારાજને ગામમાં લાવતા જે ગાડામાં બેસાર્યા હતા તે ગાડામાં ઘીનો દીવો બળતો મુકવામાં આવ્યો હતો, તેને જરા પણ ઓઠું નહી

હતું તથા વગડાનો પુષ્કળ પવન ચાલતો હતો તોપણ તે દીવાને કાંઇ હરકત થઇ નહી અને તે દીવો ગામ મધે જ્યાં પધરાવ્યા ત્યાં સુધી સહી સલામત આવ્યો.

એક ઢેડે પોતાનું ધારેલું કામ થવા બદલ મહારાજના દર્શન કરી ભંડારમાં રૂ. ૫) નાંખવાંની માનતા માની હતી બાદ તેની ધારણા પ્રમાણે કામ થવાથી રૂ. ૫) લેઇને ઢેડ મહારાજના દર્શન સારૂ ભોયણી આવ્યો. મહારાજની બેઠક એવી હતી કે ઓરડીની બારીમાં પેશીને બીજી બાજુએ જુવે તો દર્શન થાય. ઓરડાના સનમુખ બેઠક નહોતી. આ તો જાતનો ઢેડ તેથી તેનાથી ઓરડીમાં શી રીતે જવાય અને દર્શન કેમ થાય તેમ શ્રાવક તથા પુજારી લોકોએ પણ ઓરડીમાં બારીએથી ડોકીયું કરવાની ના કહેવાથી બીચારા ગરીબ ઢેડનો કાંઇ ઉપાય ચાલ્યો નહી. લોકોને કરગરતો એક રાત અને એક દિવસ ભુખ્યો અને તરસ્યો બાહાર બેશી રહ્યો. લોકોને તેથી દયા આવી નહી પણ મલ્લિનાથ મહારાજે તેનો પ્રેમ જાણી તેને દર્શન દેવાનું ધારી પોતે બેઠેલા હતા તેના સામેનો પાકા ચણતરનો કરો રાતની વખતે એકાએક તુટી પડયો, અને તેજ કરાની બહાર ઢેડ બેઠેલો હતો તેને દર્શન દીધાં. આ કરો મહારાજને તે ઓરડીમાં પધરાવ્યા પછીજ નવીન અને મજબુત ચણુવામાં આવ્યો હતો, અને તે ચોમાસુ નહી. બીજે દિવસે મહારાજે પોતાના કોઇ શેવકને સ્વપ્નું આપ્યું કે હવેથી બારણું પડેલા કરામાં મ્હારા સન્મુખ મુકવું કે કોઇને દર્શન કરતાં હરકત પડે નહીં. ત્યારથી તેજ પ્રમાણે બારણું મુકવામાં આવ્યું હતું.

મહારાજને પ્રથમ પધરાવ્યા તે ઓરડી જીરણ હોવાથી ફરીથી બનાવતાં મહારાજને તથા કાઉશકિયાજીને ફેરવી બીજે ઠેકાણે બેસાડતાં એક કાઉશકિયાજીને જમણા બાજુએ બેસારવા જોઇએ તેને બદલે ડાબી

બાજુએ બેસાર્યાં તેથી બીજા કાઉશકિયાજીને ઉપાડવા જતાં ઘણાજ ભારે થઇ જવાથી ઉપડ્યા નહીં અને ઘણા લોકોએ સાથે મળીને જોર કર્યું પણ ફોકટ ગયું ત્યારે નીરાશ થયા. એટલામાં એક જણના મનમાં આવ્યું કે આપણે એક કાઉશકિયાજી બેસાર્યાં છે તે ફેરફાર થયા હશે માટે જેમ હોય તેમ બેસારો. તેમજ કાઉશકીયાજી ઘણા લોકોએ ઉઠાડવાથી પણ નહોતા ઉઠતાં તે ફક્ત એકજ માણસના ઉપાડવાથી ઉપડ્યા.

કોઇ એક માણસે મહારાજના મોં આગળ પાંચ નાળિએર વધેરવાની માનતા માનેલી. તેથી તે પાંચ નાળિએર લઇ ભોઇણી આવ્યો. શ્રાવકોએ કહ્યું કે આ કાંઇ હનુમાન કે દેવી નથી કે નાળિએર વધેરવામાં આવે. તારી મરજી હોય તો આખાં મુકય. તે ઉપરથી તેણે આખાં તો મુક્યાં પરંતુ તેના મનમાં આવ્યું કે મારી માનતા વધેરવાની છે છતાં આખાં મુકવામાં આવ્યાં તેથી માનતા નહી વળે તો કેમ થશે, તેવા વીચારથી કચવાતા મનથી દુર ઉભો રહી બીજાઓને વધેરવા વીનંતી કરતો હતો. લોકોએ તેનું બોલવું કાંઈ ગણગાર્યું નહી પણ મહારાજે તેના મનનું સમાધાન કરવા સારૂ એવો ચમત્કાર બતાવ્યો કે પાંચે નાળિએર જ્યાં મુકયાં હતાં ત્યાંને ત્યાં તે માનતાવાળાના અને બીજા ઘણાં લોકોના દેખતાં ફુટી ગયાં. આથી બીજાઓને નવાઈ જેવું લાગ્યું અને માનતાવાળાએ પોતાની માનતા પહોંચી ચુકી એમ જાણ્યું. રાત્રે દહેરામાં કોઈ બીલકુલ રહેતું નથી અને તાળાં વાસવામાં આવે છે છતાં કોઈ કોઇ વખતે રાત્રે આરતી ઉતરતી હોય અને ઘંટ વાગતો હોય એવો અવાજ થાય છે. આવું ઘણા લોકોના સાંભળવામાં આવેલું છે,

મલ્લિનાથ મહારાજની દુકાનના માજી મુનીમ હરીભાઈ અને કારકુન નરોતમ એ બંનેની સાથે ભોઇણીના ઠાકોર રાણાજીને નાણાં

લેવા સંબંધીની તકરાર ચાલતી હતી. તે વખતે એક વર્ષે કરીને બારવટીઓ ફરતો હતો તે બારવટીઓ પોતાના હથિઆર સાથે ઘોડાપર બેસી દેરાસર પાસેની દુકાન આગળ આવ્યો, દેરાની પાસે મુનીમ હરીભાઇ અને ગોઠી તારાચંદ ઉભા હતા. તેમાં તારાચંદને પુછ્યું કે નરોતમ ક્યાં છે. તેણે જવાબ નહી. દેવાથી બંદુકનો કુંદો તેને માર્યો તેથી તેણે કરગરી હું તો બ્રાહ્મણ છું એમ કહી જનોઇ બતાવી. એટલામાં પાસેની દૂકાનમાં નરોતમ બેઠેલો હતો તે નજરે પડયો એટલે તેને મારવા ધસ્યો. બિચારો નરોતમ બારવટીઆને જોઇ ગભરાઈ ઉભો થયો, અને બારણા ઓઠે જઇ ધ્રુજતો ધભરાટમાં મહારાજનું સ્મરણ કરવા લાગ્યો, એટલામાં બારણાનાં કમાડ વસાઇ નહી જવા દેવા મજબુત ચકલીઓ ચડાવેલી હતી તે એકાએક ઉંચી થઈ અને બારણાં જોરથી વસાઇ ગયાં એટલે નરોતમે અંદરથી સાંકળ વાસી દીધી. આવો ચમત્કાર જોઇને બારવટીઓ નાશી ગયો.

ભોઇણીમાં મલ્લિનાથ મહારાજના દર્શન કરવા દર પુનમ ઉપર ઘણા માણસો આવે છે અને મેળો ભરાય છે. તથા કેટલાક નજદીકના લોકો દુકાનો માંડવા આવે છે,

દર પુનમ ઉપર ઘણા જાત્રાળુ જરુક જાત્રા કરવા આવે છે. તેમાં અમદાવાદના સ્ટેશન ઉપર મીઠાઇ વેચનાર જેઠાલાલ ગગલે તો પુનમના દીવસનાં તાજાં ફુલ કેટલા વરસ થયાં દર પુનમે અમદાવાદથી લાવીને પ્રભુને ચડાવે છે તથા તેમને રોજ દુધથી નવરાવવાને દર મહિને રૂ ૧ હજી સુધી પખાળ સારૂ આપે છે.

દર પુનમે મલ્લિનાથ મહારાજને મોટી આંગી ( પુજા ) જાત્રાળુ તરફની અને કોઇ જાત્રાળુની ના હોય તો કારખાનાં તરફથી રચાય છે.

કારતકી અને ચૈત્રી એ બે પુનમોએ મોહોટો મેળો ભરાય છે, તેથી ઘણા લોક જાત્રાએ જાય છે.

મલ્લિનાથ મહારાજની વરસગાંઠનો દીવસ શ્રાવણ સુદી ૧૫ નો છે. તે ઉપર પણ હજારો માણસો જાત્રાએ આવે છે તથા મોહોટો ઓચ્છવ થાય છે. વરસમાં કારતકી અને ચૈત્રી એ બે પુનમો તથા શ્રાવણ સુદી ૧૫ નો મહારાજનો જન્મદીવસ એ રીતે ત્રણ દીવસ મોહોટા તેહેવારથી તે દીવસોમાં ઘણી ધામધુમ થાય છે. તેમજ મહા સુદી ૧૦ મે નવા દેહેરાસરમાં ગાદીએ બીરાજમાન કર્યાની વર્ષગાંઠ હોવાથી ઘણા લોકોનો જમાવ થાય છે તે દીને અમદાવાદના શેઠ મનસુખભાઇ ભગુભાઇ તરફથી નોકારશી થાય છે.

ભોયણીમાં ત્રણ મ્હોટી ધર્મશાળાઓ છે. તેમાંની બે ધર્મશાળાઓ સંઘ તરફની અને ત્રીજી વીસનગરવાળા શેઠ ગોકળભાઈ દોલતરામની બંધાવેલી છે. જાત્રાળુઓને વાંચવાને સારૂ અમદાવાદવાળા શેઠ છોટાલાલ મોતીચંદે એક જૈન લાયબ્રેરી ઉઘાડી છે પરંતુ તેની વ્યવસ્થામાં સુધારો થવાની ઘણી જરૂર છે. સાધારણ રોગોની દવાઓ પણ જાત્રાળુઓ માટે કારખાનામાં રાખવામાં આવે છે. તેમજ સાધુ સાધ્વીઓને સારૂ પણ જોઈથી સગવડ કરવામાં આવી છે. થોડા વખતથી અત્રે ફુલનો બગીચો કાંઇક સારી સ્થીતિમાં આવ્યો છે અને તેનાં ફુલ જાત્રાળુઓને ભંડારમાં પૈસા નાંખવાની શરતે આપવામાં આવે છે. ભોયણી આવનાર યાત્રાળુઓને લેવા ધેલડા સ્ટેશનપર કારખાના તરફથી ચોકીદાર આવે છે તેમજ મજુરો તથા ગાડાંઓ સ્ટેશનપરથી મળી શકે છે. પાણી પીવાની પરબ પણ સ્ટેશનપર છે. રાત્રીના વખતે આવનાર મુસાફરોની સગવડ સાચવવા સારૂ કોઇ પરમાર્થી પુરૂષે ધેલડા સ્ટેશન નજીક કેટલીક જમીન પણ વેચાતી લેઇ આપી છે છતાં

હજી તે ઠેકાણે ધર્મશાળા થઇ નથી. જે થવાની ખાસ જરૂર છે. તેમ જ કારખાનાના વહિવટદાર જો ખંત રાખી લોકલ બોર્ડ જોડે કાંઈ બંદોબસ્ત કરાવી ઘેલડા સ્ટેશનથી ભોયણી સુધી સડક બંધાવવાની સગવડ કરે તો યાત્રાળુઓને ઘણું સુખ થાય પરંતુ આ કામમાં વહિવટદ;ર તથા ટ્રસ્ટીઓની ખાસ મેહેનત હોય તોજ પાર પડે. ન્હાવાના ગરમ પાણીની સગવડ માટે પણ ઘણી વખત જાત્રાળુઓ તથા જાહેર પેપરો પોકાર ઉઠાવે છે છતાં અદ્યાપી પર્યંત તો તેના સંબંધમાં પણ કાંઇજ થયું નથી; પરંતુ વખત જતાં કોઇ પુન્યશાળી પેહેલવાન જાગશે ત્યારે તે થશે ખરૂં. મલ્લીનાથ પ્રગટ થયા પછી ભોયણીના લોકો ધંધે રોજગારે સુખી થતા ગયા છે. કારખાનાનાં માણસોનો પણ ધર્મ ઉપર સારો ભાવ છે- અને તેજ પ્રમાણે સંઘ ઉપર પણ વધારે ભાવ રાખી સ્વામી ભાઇઓની ભક્તિ કરશે તો તેમને અપુર્વ લાભ મળશે..

---

## મલ્લીનાથ મહારાજની પ્રતિષ્ટાની કંકોતરી.

### રાગ સીતાના કાગળનો.

કંકુ છાંટીને લખી કંકોતરી, તેતો મોકલી દેશવિદેશ.
મહજન વેહેલા આવજો. ૧
સંવત ઓગણીસેં તેતાળીસમાં, મહા સુદી દશમ ગુરૂવાર;
મ.હાજન વહેલા આવજો. ૨
રૂડુ દેહેરૂં થયું મલિનાથનું, તેમાં બિરાજશે મહારાજ;
મહાજન વેહેલા આવજો, ૩
તેડિ લાવજો પુત્ર પરિવારને, આવો દીવસ ન આવે હમેશ;
મહાજન વેહેલા આવજો. ૪

નર નારી સૌ કોડે પધારજો, મન માંહે ધરી ઉમંગ;
મહાજન વેહેલા આવજો. ૫
પ્રેમી અંઉશ હોય તેને લાવજો, તેને અહિં થશે સતસંગ;
મહાજન વેહેલા આવજો. ૬
અમદાવાદ સુરત ને મુંબઇ પુના, હિંદુસ્તાનના જૈન સમસ્ત;
મહાજન વેહેલા આવજો. ૭
દશે દીશા થકી સંઘ આવશે, થાશે મોટા ઓચ્છવ મલિનાથ;
મહાજન વેહેલા આવજો. ૮
લખી ભુતળ માંહે કંકોતરી, તેડી લાવવી સકળ સમાજ;
મહાજન વહેલા આવજો, ૯
ઘણે વરસે પ્રતિષ્ટા થાય છે, મ્હોટા ઓચ્છવ થાશે અમુલ્ય;
મહાજન વહેલા આવજો, ૧૦
સારા સારા સોબતીઓને લાવજો, નિરખવા મલિજીનરાય;
મહાજન વહેલા આવજો. ૧૧
જેના ભાગ્ય હશે તે અહીં આવશે, થાશે પ્રભુ દરશનનો લાભ;
મહાજન વહેલા આવજો. ૧૨
ભાગ્યશાળી નીરખે મલિનાથને, દર પુનમનો મહિમાય;
મહાજન વહેલા આવજો. ૧૩
માટે આવા ટાણે મલ્લિનાથને, નક્કી કરવા ઘટે છે પ્રણામ;
મહાજન વહેલા આવજો. ૧૪
ન્હાનાલાલની વીનતી વાંચીને, ઝટપટ થાઓ તૈયાર;
મહાજન વહેલા આવજો. ૧૫
ભાવે ભેટો શ્રીમલીનાથને, ટળશે તાપ પાપ પરીત્તાપ;
મહાજન વહેલા આવજો. ૧૬

# શ્રી મલ્લીનાથનો રાસડો.

સુતારીના બેટા તુને વીનવુંરે લોલ મારે ગરબે માંડવડી **એ દેશી.**

સરસ્વતી સ્વામીને વીનવુંરે લોલ, ગાઉ મલ્લીજીનેસ્વર રાયજો;
શ્રી મલ્લિનાથ ચરિત્રનુરે લોલ, હવે ધુર થકી કહેવાયજો.
મારે મલ્લિજીણંદશુ પ્રીતડીરે લોલ. એ આંકણી
જેથી જાય ભવોભવ શોકજો, દુઃખ દારીદ્ર દુર હરેરે લોલ
પામે વંછીત સવી ભોગજો. મારે૦ ૨
પ્રભુ ચાર પદારથ દીજીએરે લોલ, ધર્મ અર્થ કામને મોક્ષજો.
જેથી પામીએ ભવના પારનેરે લોલ. જેમ જાએ કરમ જંજાળજો મારે.
પ્રભુ તરણ તારણ જગધણીરે લોલ, તમે બાંહ્ય ગ્રહાની લાજજો;
નોધારાના આધારછોરે લોલ, હવે રાખો શેવકની લાજજો. મા૦ ૪
શ્રી મીથિલાનગરીના મહીપતીરે લોલ, ત્યાં કુંભ નરેશ રાયજો;
પ્રભાવતી કુખે ઉપનારે લોલ, બાળ બ્રહ્મચારી ભગવાનજો મા૦ ૫
અવસર સંજમનો જાણીરે લોલ, પ્રભુ દીધું છમછરી દાનજો;
ત્રણસેં પુરૂષના સાથશુંરે લોલ, પ્રભુ ગ્રહ્યું છે સંજમભારજો. મા૦ ૬
ચોથું નાણ તવ ઉપન્યુંરે લોલ, પ્રભુ વિચર્યા છે દેશ વિદેશજો;
અષ્ટ ઘાતી કરમનો ક્ષય કરીરે લોલ, પ્રભુ પામ્યા છે કેવળ નાણજો મા૦ ૭
સમો વસરણ દેવે રચ્યુંરે લોલ, મળી ત્યાં પરખદા બારજોઃ
કરી સંઘ ચતુરવિધ સ્થાપનારે લોલ, પ્રભુ પામ્યા છે પદ નીરવાણજો મા૦ ૮
પછી કોઇ પ્રભુના શેવકેરે લોલ, મલ્લિનાથની પ્રતીમા ભરાવીજો;
તેને મન વચને શેવતારે લોલ, ઘણા જીવને સુખીયાં કીધજો મા૦ ૯
પછી કોઇક કારણ ઉપનેરે લોલ, પ્રભુ ભંડારીયા ભોંયરા માહીજો;
ઘણા એક કાળે ઉદય થયારે લોલ, પ્રભુ ભોયણપુર પ્રગટયાજો, મા૦ ૧૦
ચુંવાળ દેશનું ગામછેરે લોલ, ત્યાં રાજ સોલંકી રાયજો;

ઠાકોર રાણાજીના રાજથીરે લોલ, ઘણા જીવને તે હરખ ન માયજો. મા૦ ૧૧
સંવત ૧૯૩૦ મારે લોલ, વઇશાક સુદ પુનમ સુકરવારજો,
કેવળ પટેલના ખેત્રમાંરે લોલ, પ્રભુ પ્રગટ થયા નિરધારજો, મા૦ ૧૨
કોઇ અધીસ્ટાયક દેવથીરે લોલ તે સ્થાનકે ચમત્કાર થાય જો;
વાજાં વાગે બહુ ભાતનાંરે લોલ, ઘણા લોકને અચરજ થાય જો મારે ૧૩
કાઉશકીઆ દો પાગથીરે લોલ, ત્રણ પ્રતીમાનું તેજ અપારજો;
પડછો પુરે છે ઘણા લોકનેરે લોલ, મલ્લિનાથનો વધ્યો મહીમાય જો,મારે. ૧૪
ત્રીભોવન કુબેરના સાજથીરે લોલ, ઘણાં પુજા મ્હોત્સવ થાય જો;
પેહેલી પુંજા માંડવે કરી સહીરે લોલ,પ્રભૂ પધરાવ્યા રથની માહીજો,મારે૦ ૧૫
કુકવાવનો સંઘ સહુ ભેળો થયોરે લોલ, પ્રભુ લેઇ જવાનો બહુ ભાવજો.
ઠાકોરને સૌએ ત્યાં ભોળવ્યારે લોલ,પણ પ્રભુજીની મરજી નહી ત્યાંજો. મારે ૧૬
વગર બળદે રથ ત્યાંથી ઉપાડયોરે લોલ, ભોયણપુર સામો તે જાયજો.
ધવળ મંગળ વાજીંત્ર વાગતાંરે લોલ, પ્રભુ ભોયણીપુર પધરાયજો મારે. ૧૭
મેહેતા ત્રીભોવન કુબેરના સંઘ સાથથીરે લોલ, ભોયણપુરમાં ધરમ બંધાયજો;
પ્રભુનો મહિમા ઘણો વિસ્તર્યોરે લોલ, નિત્યનિત્ય નવલા ઓચ્છવ
થાયજો. મારે. ૧૮
દેશ દેશાંતરે વાત બહુ વિસ્તરીરે લોલ, સંઘ આવે બહુ નરનારજો;
ત્યાં પુજા ભણાવે ભલી ભાતશુંરે લોલ,ગોરી ગાય છે મંગળ માળજો મારે ૧૯
સુરજ સામુ દેહેરૂ દીપતુરે લોલ, આગળ થાશે બોહોળો વિસ્તારજો
જો કોઇ મન શુદ્ધે પ્રભુને સેવશેરે લોલ, તેનો થશે સફળ અવતારજો. મારે ૨૦
આ કામે પ્રભુને ઓળખ્યારે લોલ, નામ કળસ ગુણ લંછન જોયજો.
પીંડસ્થ રૂપ ધ્યાનથીરે લોલ રૂપ નિત્ય પ્રભુનું ઓળખાયજો મારે ૨૧
નામ સ્થાપના દ્રવ્ય ભાવથીરે લોલ, ચાર **નીખેપે** પ્રભુ શુદ્ધજો
એ સ્વરૂપે પ્રભુને વધાવતારે લોલ, નીજ પ્રભુ પ્રકટ થાય જો મારે ૨૨

હવે ચાર ગતીના દુખ ભોગવીરે લોલ, હું આવ્યોછું તમ હામજો
પૂર્વ પુન્યના જોગથીરે લોલ, તુમ દરશન મળીયું આજજો. મારે. ૨૩
હવે શેવકની સહાય કીજીએરે લોલ, હવે દીજીએ સમકીત સોચજો;
જેમ ટળે ભવોભવ વીટમણારે લોલ વળી થાયે નીર્મળ બુધજો. મારે ૨૪
પરમ પુરૂષ પ્રભુ સામા મળ્યારે લોલ, એ અવધારો મુજ શેવજો.
એવી વીનતી સેવકની માનજોરે લોલ, કરજોડીને કરૂં અરદાસજો મારે ૨૫
ગુરૂ મયાસાગર સુપસાયથીરે લોલ, મુનિ ગઉતમ સાગર ગુણ ગાયજો;
જેહ ભણે જેહ સાંભળેરે લોલ, તેને ઘેર હોય મંગળ માળજો મારે ૨૬
સંવત ૧૯૩૧ ની સાલમાંરે લોલ, માગશર શુદ ૧૫ બુધવાર જો;
તે દીવસે આ સ્તવન જોડીયુંરે લોલ,ગામ ભોયણી મોઝાર જો મારે. ૨૭

## શ્રી મલ્લિનાથજીનાં ચૈત્યવંદનો.

મલ્લિ જયંત વિમાનથી, મિથિલા નયરી સાર;
અશ્વની યોનિ જયંકરૂ, અશ્વનિયે અવતાર. ૧
સુરગણ રાસિ મેષ છે, વંદિત સ્વર્ગિ લોક;
છદ્મસ્થા અહો રાતિની, કેવલ વૃક્ષ અશોક. ૨
સમવસરણ બેસી કરીએ, તીર્થ પ્રવર્તનહાર;
વીર અચલ સુખને વર્યાં, પંચસયાં પરિવાર. ૩

## ચૈત્યવંદન. ૨ જું.

મલ્લિનાથ ઓગણીશમા, જસ મિથિલા નયરી;
પ્રભાવતિ જસ માવડી, ટાલે કર્મ પયડી. ૧
તાત શ્રી કુંભ નરેસરૂ; ધનુષ પચીસની કાયા;
લંછન કલસ મંગલ કરૂં, નિરમલ નિરમાયા, ૨
વરસ પંચાવન સહસનું, જિનવર ઉત્તમ આય;

પદ્મ વિજય કહે તેહને. નમતાં શિવ સુખ થાય. ૪

## ચૈત્યવંદન. ૩ જું.

ચવ્યા જયંત વિમાનથી, ફાગણ વદિ ચઉથ;
માગશર શુદિ ઇગ્યારશે, જન્મ્યા નિર્ગ્રંથ. ૧
જ્ઞાન લહ્યા એકણ દિને, કલ્યાણક તિન;
ફાગણ વદિ બારશે લહે, શિવ સદન અદીન. ૨
મલ્લિ જિનેસર નીલડા, ઓગણીસમા જિનરાજ;
અણ પરણ્યા અણુભૂપ પદ, ભવજલ તરણજિહાજ. ૩

## સ્તવન ૧ લું.

માતા મારૂદેવીના નંદ, દેખી તાહરી મુરતી—**એ રાગ.**

માતા પ્રભાવતીના નંદ, મલ્લિનાથ મહારાજા ભોયણી ભલે બીરાજોજી,
ભલે બિરાજો (૨) ભલે બિરાજોજી. માતા ટેક.
ઓગણીસેં ત્રીસના વૈશાખે, પુનમ દીન ઉદ્યોત;
કેવળ પટેલના ખેતરથી, પ્રગટી જાગતી જ્યોત. માતા૦ ૧
કુકવાયને ભોયણી વચ્ચે, વાદ થયો તે ઠામ;
એક કહે પ્રભુને લઇ જઇયે, બીજા કહે અમ ગામ. માતા૦ ૨
વૃદ્ધ કહે હઠવાદ કરો નહી, પ્રભુ ઇચ્છા ત્યાં જાય;
વગર બળદને ગાડે સ્થાપ્યા, પણ ત્યાં અચરજ થાય. માતા૦ ૩
કુકવાય ભણી કર્યો ઉંટડો, વળ્યો ભોયણી આપ;
વગર બળદીયે ગાડું ચાલ્યું, જુવો દેવ પરતાપ. માતા૦ ૪
ભોયણીમાં અમથાના ઘરમાં, પધરાવ્યા પ્રભુ તામ;
મલ્લિનાથને કાઉસ્સગીયા બે, સ્થાપ્યા વિધિવીણશ્યામ. માતા૦ ૫
ગામ ગામને ઠામ ઠામમાં, પ્રસર્યો પ્રભુ પ્રભાવ;

જાત્રા નિમીતે સંઘ બહુ આવે, સહસ્ત્ર રંકને રાવ. માતા૦ ૬
વર્ણ અઢારે પ્રભુને માને, આશ ફળે ભરપૂર;
ચમત્કાર દેખીને દુનીયાં, આવે પ્રભુ હજુર. માતા૦ ૭
ભુવન વેદ ભક્તી શશી વરસે, મહા સુદ દશમ શ્રીકાર;
નવિન ચૈત્યમાં પ્રભુ બીરાજ્યા, વરત્યો જયજયકાર. માતા૦ ૮
નલિનિ ગુલ્મ વૈમાન બનાવ્યું, મનહર ચૈત્ય વિશાળ;
મણીમય સ્તંભની રચના કીધી, શીખરબંધ ઉજમાળ. માતા૦ ૯
શીખર પતાકા ગગને ફરકે, નભથી કરે વિવાદ;
શુંગા જેવું જીન મંદિર ચડી, ઉતર્યો તારો નાદ. માતા૦ ૧૦
કળિયુગમાં એ સાચો સાહેબ, દીન દુઃખ ભંજન દેવ;
પરચા પૂરે ચિંતા ચુરે, પ્રગટયા પ્રભુ સ્વમેવ. માતા૦ ૧૧
ધ્યાન પ્રભુનું જે જન ધરસે, તરશે તે સંસાર;
આધિ વ્યાધિ જશે ઉપાધિ, થશે સમાધિ સાર. માતા૦ ૧૨
યુગ્મ ખંડ ભક્તી શશી વરશે, માઘ દશમ રવીવાર;
વરસગાંઠ દીન સ્તવ્યો પ્રભુજી, સાંકળચંદ શ્રીકાર. માતા૦ ૧૩

## સ્તવન ૨ જું.

( ગોપીચંદ લડકા બાદલ બરસેરે કંચન મ્હેલમાં.—**એ રાગ.** )

જીન રાજા તાજા મલ્લી બીરાજે ભોયણી ગામમાં.—ટેક.
દેશ દેશકે જાત્રુ આવે, પુજા સરસ રચાવે;
મલ્લી જીનેશ્વર નામ સમરકે, મન વાંછિત ફળ પાવેજી—જીન૦
ચાતુર વર્ણકે નરનારી મીલ, મંગલ ગીત કરાવે;
જયજયકાર પંચ ધ્વની વાજે, શીરપર છત્ર ફીરાવેજી—જીન૦
હીંસક જન હીંસા તજી પૂજે, ચરણે શીશ નમાવે;

તું બ્રહ્મા તું હરી શીવ શંકર. અવર દેવ નહીં ભાવેજી—જીન૦
કરૂણા રસભર નયન કચોરે, અમૃત રસ વરસાવે;
વદન ચંદ્ર ચકોર જ્યું નીરખી, તનમન અતિ ઉલ્લસાવેજી—જીન૦
આતમ રાજા ત્રીભુવન તાજા. ચીદાનંદ મન ભાવે;
મલ્લી જીનેશ્વર મનહર સ્વામી, તેરા દરશ સુહાવેજી—જીન૦

## સ્તવન ૩ જું.

### નાભિરાયાકે બાગ. એ દેશી

તુઝ મુઝ રીજની રીજ, અટપટ એહ ખરીરી;
લટપટ નાવે કામ, ખટપટ ભાંજ પરીરી. ૧
મલ્લિનાથ તુઝરીઝ, જન રીજેં ન હુએરી;
દોય રીજણનો ઉપાય, સાહામું કાંઇ ન જુએરી. ૨
દુરારાધ્ય છે લોક, સહુને સમ ન શરીરી;
એક દુહવાએ ગાઢ, એક જો બોલે હસીરી. ૩
લોક લોકોત્તર વાત, રીઝવે દોય જુઇરી;
તાત ચક્ર ધર પૂજ્ય, ચિંતા એહ હુઇરી. ૪
રીઝવો એક સાંઇ. લોક તે વાત કરેરી;
શ્રી નયવિજય સુશિષ્ય, એહિજ ચિત્ત ધરેરી. ૫

## સ્તવન ૪ થું.

દેખી કામિની દોય, કે કામે વ્યાપીયોરે કા૦ **એ દેશી.**

મલ્લિનાથ જગનાથ, ચરણ યુગ ધ્યાઇયેરે; ચ૦
શુદ્ધાતમ પ્રાગભાવ, પરમપદ પાઇયેરે. પ૦
સાધક કારક ષટ્ક, કરે ગુણ સાધનારે. ક૦
તેહિજ શુદ્ધ સ્વરૂપ, થાયે નિરાબાધનારે. થા૦ ૧

કર્ત્તાં આતમ દ્રવ્ય, કારજ નિજ સિદ્ધતારે; કા૦
ઉપાદાન પરિણામ, પ્રયુક્ત તે કરણતારે. પ્ર૦
આતમ સંપદ દાન, તેહ સંપ્રદાનતારે. તે૦
દાતાં પાત્રને દેય, ત્રિભાવ અભેદતારે, ત્રિ૦ ૨
સ્વપર વિવેચન કરણ, તેહ અપાદાનથીરે. તે૦
સકલ પર્યાય આધાર, સંબંધ આસ્થાનથીરે. સં૦
બાધક કારક ભાવ, અનાદિ નિવારવારે. અ૦
સાધકતા અવલંબી, તેહ સમારવારે. તે૦ ૩
શુદ્ધપણે પર્યાય, પ્રવર્ત્તન કાર્યમેંરે. પ્ર૦
કર્ત્તાદિક પરિણામ, તે આતમ ધર્મમેંરે. તે૦
ચેતન ચેતન ભાવ, કરે સમવેતમેંરે. ક૦
સાદિ અનંતો કાલ, રહે નિજ ખેતમેંરે. ર૦ ૪
પરકર્તૃત્વ સ્વભાવ, કરે તાં લગિ કરેરે; ક૦
શુદ્ધ કાર્ય રૂચિ ભાસ, થયે નવિ આદરેરે. થ૦
શુદ્ધાતમ નિજ કાર્ય, રૂચિકારક ફિરેરે. રૂ૦
તેહિજ મૂલ સ્વભાવ, ગ્રહે નિજ પદ વરેરે. ગ્ર૦ ૫
કારણ કારજ રૂપ, અછે કારક દશારે. અ૦
વસ્તુ પ્રગટ પર્યાય, એહ મનમેં વસ્યારે. એ૦
પણ શુદ્ધ સરૂપ ધ્યાન, તે ચેતનતા ગ્રહેરે. તે૦
તવ નિજ સાધક ભાવ, સકલકારક લહેરે. સ૦ ૬
માહરૂં પૂર્ણાનંદ, પ્રગટ કરવા ભણીરે. પ્ર૦
પુષ્ટાલંબન રૂપ, સેવ પ્રભુજી તણીરે. સે૦
દેવચંદ્ર જિનચંદ્ર, ભગતિ મનમેં ધરોરે. ભ૦
અવ્યાબાધ અનંત, અક્ષયપદ આદરોરે. આ૦ ૭

## સ્તવન ૫ મું.

મારો પીયુડો પર ઘર જાય, સખી શું કહીયેરે; **એ દેશી.**

મિથિલા તે નયરી દીપતીરે, કુંભ નૃપતિ કુલહંસ;
મલ્લિ જિણંદ સોહામણોરે, સયલ દેવ અવતંસ.
સખી સુણ કહિયેરે, મહારો જિનજી મોહન વેલિ; હિયડે વહિયેરે. ૧
છપ્પન દિશી કુમરી મલીરે, કરતી જન્મના કાજ;
હેજાલી હરખે કરીરે, હુલરાવે જિનરાજ. સખી૦ ૨ મહારો૦
વીણુ વજાવે વાલહીરે, લળી લળી જિન ગુણગાય;
ચિરંજીવો એ બાલુડોરે, જિમ કંચન ગિરિરાય. સખી૦ ૩ મ૦
કંઇ કરમાં વીંજણ ગ્રહીરે, વીંજે હરખે વાય;
ચતુરા ચામર ઢાલતીરે, સુર વધુ મન મલકાય. સખી૦ ૪ મ.
નાચે સાચે પ્રેમથીરે, રાચે માચે ચિત્ત;
જાચે સમકિત શુદ્ધતારે, ભવજલ તરણ નિમિત્ત. સખી૦ ૫ મ.
ઉર શિર સ્કંધ ઉપર ધરેરે, સુરવધુ હોડાહોડિ;
જગત તિલક ભાલે ધરીરે, કરતી મોડામોડિ. સખી૦ ૬ મ.
તવ સુરપતિ સુરગિરિ શિરેરે, નમન કરે કરજોડિ;
તીર્થોદક કુંભા ભરીરે, સાઠ લાખ એક કોડિ. સખી૦ ૭ મ.
જિન જનની પાસે ઠવીરે, વરસી રયણની રાશિ;
સુરપતિ નંદીશ્વર ગયારે, ધરતાં મન ઉલ્લાસ. સખી૦ ૮ મ.
સુરપતિ નરપતિએ કર્યોરે, જન્મ ઓચ્છવ અતિ ચંગ;
મલ્લિ જિણંદ પદ પદ્મશુરે, રૂપવિજય ધરે રંગ. સખી૦ ૯ મ.

## સ્તવન ૬ ઠું.

સખી આવી દેવ દીવાલીરે. **એ દેશી.**

પંચમ સુર લોકના વાસીરે, નવ લોકાંતિક સુવિલાસીરે;
કરે વિનતિ ગુણની રાશી. મલ્લિ જિન નાથજી વ્રત લીજેરે,
ભવિ જીવને શિવ સુખ દીજે, મલ્લિ૦ એ આંકણી.
તુમે કરૂણા રસ ભંડારરે, પામ્યા છો ભવજલ પારરે;
સેવકનો કરો ઉદ્ધાર. મલ્લિ૦ ૨ ભવિ૦
પ્રભુ દાન સંવત્સરી આપેરે, જગનાં દારિદ્ર દુઃખ કાપેરે;
ભવ્યત્વપણે તસ છાપે, મલ્લિ૦ ૩ ભવિ૦
સુરપતિ સઘળા મળી આવેરે, મણિ રયણ સોવન વરસાવેરે;
પ્રભુ ચરણે શીશ નમાવે. મલ્લિ૦ ૪ ભવિ૦
તીર્થોદક કુંભા લાવેરે, પ્રભુને સિંહાસન ઠાવેરે;
સુરપતિ ભકતે નવરાવે. મલ્લિ૦ ૫ ભવિ૦
વસ્ત્રાભરણે શણગારેરે, ફુલ માળા હૃદય પર ધારેરે;
દુઃખડાં ઇંદ્રાણી ઉવારે. મલ્લિ૦ ૬ ભવિ૦
મળ્યા સુરનર કોડા કોડીરે, પ્રભુ આગે રહ્યા કરજોડીરે;
કરે ભક્તિ યુક્તિ મદ મોડી. મલ્લિ૦ ૭ ભવિ૦
મૃગશિર શુદિની અજુઆલીરે, એકાદશી ગુણની આલીરે;
વર્યાં સંયમ વધુ લટકાલી, મલ્લિ૦ ૮ ભવિ૦
દીક્ષા કલ્યાણક એહરે, ગાતાં દુઃખ ન રહે રેહરે;
લહે રૂપવિજય જસ નેહ, મલ્લિ૦ ૯ ભવિ૦

## સ્તવન ૭ મું,

સાંભળરે તું સજની મોરી, રજની કિહાં—**એ દેશી.**

મલ્લિ જિનેશ્વર અરચિતકેશર, અલવેસર અવિનાસીજી;
પરમેશ્વર પૂરણ પદ ભોક્તા, ગુણરાશી શિવ વાશી.
જિનજી ધ્યાવોજી. ૧

મલ્લિ જિણંદ મુણિંદ, ગુણગણ ગાવોજી. એ આંકણી.
મૃગશિર શુદિ એકાદશી દિવસે, ઉપન્યું કેવલ નાણજી;
લોકાલોક પ્રકાશક ભાસક, પ્રગટયો અભિનવ ભાણ. જિ૦ ૨
મત્યાદિક ચઉ નાણનું ભાસન, એહમાં સકલ સમાયજી;
ગ્રહ ઉડુ તારા ચંદ પ્રભાજિમ, તરણીતેજમાં જાય. જિન૦ ૩
જ્ઞેયભાવ સવિ જ્ઞાને જાણે, જે સામાન્ય વિશેષજી;
આપ સ્વભાવે રમણ કરે પ્રભુ, તજી પુદ્ગલસંકલેશ. જિન૦ ૪
ચાલીશ સહસ મહા મુનિ જેહના રત્નત્રયિ આધારજી,
સહસ પંચાવન સાહુણી જાણો ગુણમણિરયણ ભંડાર. જિન૦ ૫
શત સમ ન્યૂન સહસ પંચાવન, વરસ કેવલ ગુણ ધરતાજી;
વિચરે વસુધા ઉપર જિનજી. બહુ ઉપગારને કરતા. જિન૦ ૬
કેવળ નાણ કલ્યાણક જિનનું, જે ભવિયણ નિત્યગાવેજી
જિન ઉત્તમ પદ પદ્મ પ્રભાવે, શુદ્ધ રૂપ તે પાવે. જિન૦ ૭

## સ્તવન ૮ મું.

આંખડીએ મેં આજ શેત્રુંજો દીઠોરે.—**એ દેશી.**

મલ્લીનાથ જીનેશ્વર દેવમેં દરશન દીઠું, લળી લળી લાગુ તારે પાય, અમરત સર મીઠુંરે. **એ આંકણી.**

ગરગડીઆ નગારા વાગે, વાલા મારા વાજાં અમરત વાજે રે ખગાદ વીના તારાં ગાડાં જેમ ચાલે, એસો પડછો મેં ભાળીઓરે, મેં દરસન ૧ સુવાળ દેશમાં ભોયણી નગરી વાલા મારા ત્યાં તમે આશન કીધુંરે, ચઉદ લોક તારી આજ્ઞા માને સેવક ભાવના ભાવેરે, મેં દર- સન૦ ૨ કપટપણે પ્રભૂ તપસ્યા કીધી, વાલા મારા સ્રીવેદ તમે પામ્યારે શ્રી મલ્લિનાથ જીનેશ્વર સાહેબ, તિર્થંકર કહેવરાવ્યા. મેં૦ દર-

શન૦ ૩ અંધાને પ્રભુ આંખો આપો, વાલા મારા દુખીયાના દુખ કાપોરે; દેશ દેશનાં સંઘ બહુ આવે. દરશન અમરીત પામે રે. મેં દરશન ૪ ઓગણીસમા તિર્થંકર તમે, વાલા મારા જગમાં છો તમે દીવોરે; રાંગ દ્વેષ સવી ત્યાગ કરીને મુકતી નગરીના વાસીરે. ૫ સંવત ૧૯૩૧ ના વચ્ચે વાલા મારા આસો વદી દીવાળીરે; વિરજીનેશ્વરની નિવારણી, ભાવે કરીને અજવાળીરે. મે. ૬ જે કોઇ તારે પારે આવે વાલા મારા તેની પુરે હામરે મુંગાને પ્રભુ મુખજ આપો. બેહેરાને દીએ કાનરે. મેં ૭ સંવત ૧૯૩૦ વરશે. વાલા મારા વઇશાખ સુદ ૧૫ દનેરે, વાર શુકરને શૂભ ચોઘડીએ, નીકળ્યા મલ્લિજીણંદ મે ૮ ભોયણપુરને ગાંદરે, વાલા મારા કેવળ પટેલને કુપરે, માંહીથી પ્રભુ પ્રગટ થયા, કાંઇ મલ્લીનાથ છો ભુપ. મેં દરશન૦ ૯ મહેતા કુબેરનો દીકરો, વાલા મારા ત્રીભોવન તેનું નામરે, પહેલો આવી પુજા કરીને, સફળ કર્યું છે કામ મે દરસન૦ ૧૦ ગુજરાત દેશમાં રાજ્ય નગર વાલા મારા વસ્તી ઉતમ રહે છેરે, ગોપાળ સૂત પ્રભુ તમ પ્રતાપે ચુનીલાલ તે કહે છે. મે૦ દરશન ૧૧ મુળ શાવક દશા શ્રીમાળી, વાલા મારા શાહપુર જીલ્લે રહુંછુંરે, સરવ સંઘનો દાસછું, વિનતી કરીને કહુંછું, મે૦ દરસન૦ દીઠુંરે કાંઈ લળી લળી લાગુ પાય ૧૨

## સ્તવન ૯ મું.

### એક અંધારીરે રાતડી, એ દેશી.

મિથિલા નગરીરે અવતર્યા, યાને કુંભ નરેશર નંદ;
લંછન સોહેરે કલશ તણું, ને નીલવરણ સુખકંદ. ૧
મલ્લિ જિનેસર મન વસ્યો, ને ઓગણીસમો અરિહંત;
કપટ ધર્મનારે કારણથી, પ્રભુ કુમરી રૂપ ધરંત. મ૦ ૨

સહસ પંચાવનરે વરસ સુણો, ને આયુતણું પરિમાણ;
માતા પ્રભાવતીરે ઉર ધરયો, પચવિશ ધનુષ તનુ માન. મ૦ ૩
સહસ પંચાવનરે સાધવીયો ને મુનિ ચાલીશ હજાર;
સમેત શિખરેરે મુગતેં ગયા, ને ત્રણ ભુવન આધાર. મ૦ ૪
અડભય ટાલીરે આપથકી. ને જેણે બાંધી અવિહડ પ્રીત;
રામ વિજયનારે સાહેબની, છે અવિચલ એહજ રીત. મ૦ ૫

## મલ્લિનાથ સ્વામીની સ્તુતિ.

મલ્લિનાથ મુખચંદ નિહાલું, અરિહા પ્રણમી પાતિક ટાલું,
જ્ઞાનાનંદ વિમલપુર સેર, ધરણ પ્રિયા શુભવીર કુબેર ॥ ૧ ॥

## શ્રી મલ્લીજિનની સ્તુતી.

મલ્લિજિન નમીયે, પૂર્વલાં પાપ ગમીએ;
ઇંદ્રિય ગણ દમીએ, આણ જિનની ક્રમીએ:
ભવમાં નવી ભમીએ, સર્વ પરભાવ વમીએ;
નિજ ગુણમાં રમીએ. કર્મ મલ સર્વ ધમીએ.

( નજર આવીને પ્રથમ કામને બાણે વિધી—રાહ )

"મયા ધરી મન માહ્ય મલ્લી મહારાજ નમુંછુ"
"તારોને તત્કાળ ભુલો ભવમાંહી ભમું છુ"
"ભાગો ભક્તની ભુખ ભોયણમાં આપ વસીને"
"દયા કરી દાતાર ગ્રહો મુજ હાથ હસીને"
"આસ્તા હૃદયમાં આપની હર્ષે રહયો નાનો ધરી"
"તારક સત્વર તારજો દાદા દયા દિલે ભરી"

## લાવણી.

અગડબંબ અગડબંબ ડંકા બાજે સવાઇ ડંકા સાહેબકા,

મુલક બિચમે બાજ રહો એ મલ્લિ જીનવરકા ડંકા. ૧

દશ દિશાથી આવત લોકો ભાવ ધરી તેરે પાયે,
પડછા પુરત શેવક જનને, ઉલટસે પ્રભુ ગુણ ગાયે અ૦ ૨

ચુવાળ બિચમે નગર ભોયણી, બાવાજી ત્યાં બિરાજતાં
મુરતી તેરી લાગે પ્યારી દેખી દિલમાં ખુશી થતાં અ૦ ૩

ઓગણીસે ત્રીસકી સાલે વઇશાખ માસ રૂડો કહેવાય
શુદ પુનમને શુકરવારે પ્રભુ પ્રગટયા ખેતરની માંય અ૦ ૪

બડી ધુમથી વાજત ગાજત મલિનાથ બિરાજતહે
ચમત્કારો બહોત બતાવ્યા હરખીને સહુ આવતહે અ૦ ૫

મલિનાથ તુમ મહા ઉપકારી ખટ મિત્રોકા કામ કિયા
એસા સાહેબ નહીં હોનેકા, પર ઉપકારી નામ લીયા. અ૦ ૬

ધન્ય તાત ઓર ધન્ય માતકુ જીવતરને જયા જન્મ લીયા.
બાળ બ્રહ્મચારી રહી જનુને, ચાર વ્રતકા રસ પીયા અ૦ ૭

જુજ બખતમે પ્રભુ માહરા અષ્ટ કરમકુ દુર કીયા;
એસા આપકા સેવક જનકો, બોહોત જાતકા સુખ દીયા અા૦ ૮

એસા જીનવર નહિ મિલનેકા બેર બેર વંદન કરના;
નાનાલાલ કહે કરજોડી. ભવ ભવકી ભાવટ હરના. અ૦ ૯

## શ્રી મલ્લિનાથજીનો ગરબો

હુરે આવીશું મહી વેચવારે લોલ.—**એ દેશી.**

સંદેશો કહેજો સ્વામનેરે લોલ જાતાવેંત જરૂર મારા. મલ્લીજીણંદને શેવજોરે લોલ. એ આંકણી.

સરસ્વતી સ્વામીને વીનવું રે લોલ ગઉતમ લાગુ પાય. મારા.

ચુવાળદેસ ઘણો સોભતોરે લોલ તે મધે ભોયણી ગામ. મા૦ ૨

ભોયણપુર અતી શોભતુંરે લોલ, ત્યાં મલ્લીજીણંદનો વાસ. મા૦ ૩

ભોયણુપુરની ભાગોળમાંરે લોલ, પટેલ કેવળનું ખેત્ર. મા૦ ૪
મલ્લી પ્રભૂ પ્રગટ થયારે લોલ તેમની જાણું તારીખ. મા૦ ૫
વઇશાખમાં પ્રભુ પધારીઆરે લોલ, સુદ ૧૫ શૂકરવાર. મા૦ ૬
ત્રીભોવન કુબેરધણો હુશીલોરે લોલ કરી છે પુજા પહેલી. મા૦ ૭
પ્રભુ નીકળતાં તોપો છુટીરે લોલ દેવતાઇ વાજા વાગે. મા૦ ૮
કુપ માંહેથી પ્રભુ પ્રગટયારે લોલ, લાવી પધારાવ્યા બહાર મા૦ ૯
સરવે મળીને ત્યાં ગયારે લોલ, ઠાકોર રાણાજી સાથ, મા૦ ૧૦
પ્રભુને રથમાં પધરાવીયારે લોલ, કુકવાવ લેઈ જવાની હામ. મા૦ ૧૧
વગર બળદે રથ દોડીયોરે લોલ આવ્યો છે ભોયણી ગામ. મા૦ ૧૨
ક્ષમા ક્ષમા બહુ ઓચરારે લોલ ક્ષમા કરો અપરાધ. મા૦ ૧૩
અમે તે ઘણા પાપીયારે લોલ ન ઓળખ્યા ભગવંત. મા૦ ૧૪
વાજા વાગે બહુ વિધીનારે લોલ, લાવ્યા ભોયણીપુર સ્થાન. મા૦ ૧૫
દેહેરૂ ઘણું છે દીપતુંરે લોલ, સુરજ સામુ છે દ્વાર. મા૦ ૧૬
દેશ દેશ વાત વીસ્તરીરે લોલ પ્રભુ પ્રગટયા મલ્લીનાથ. મા૦ ૧૭
નર આગળ નારી કહેરે લોલ, ભોયણી જવાની ઘણી હામ. મા૦ ૧૮
નર કહે સુણ કામનીરે લોલ, મારે છે ઘણું કામ, મા૦ ૧૯
નારી કહે સુણ નાવલારે લોલ, કામ પડતું તું મુક, મા૦ ૨૦
ઉઘરાણી ઘણી પડીરે લોલ પછે નાવે દામ બદામ. મા૦ ૨૧
પ્રભુજીને પુજતાંરે લોલ, ઘણો મળશે લાભ, મા૦ ૨૨
દેશ દેશથી સંઘ આવતારે લોલ અંગે તે હરખ ન માય. મા૦ ૨૩
આવીને પ્રભુજીને પુજતારે લોલ ધ્રુજશે સરવે ક્રોધ. મા૦ ૨૪
કરજોડીને વીનવેરે લોલ ચુનીલાલ ગોપાળ તેમ. મા૦ ૨૫
રાજનગરમાં વાસો મહારોરે લોલ શાહપુર જીલ્લો કહેવાયો. મા૦ ૨૬
તે મધે પોળ જીવણ કમળસી તણીરે લોલ, રહુ છું તે મધેશ. મા૦ ૨૭
સરવે સંઘનો દાસ છું રે લોલ હું ભજું છું મલ્લીનાથ. મા૦ ૨૮

સંવત ૧૯૩૧મારે લોલ, માગસર વદને રવીવાર. મા૦ ૨૯
તે દીવસ સ્તવન જોડીયુંરે લોલ, મલ્લીનાથ મહારાજ મા૦ ૩૦
પ્રભુ મુજપર કીરપા કરોરે લોલ, ચુનીલાલ તે તમારો દાસ. મા૦ ૩૧
ભુલં ચુક સરવે ક્ષમા કરોરે લોલ, હોજો સરવેને મંગળ માળ. મા૦ ૩૨

## મહારાજનો ગરબો.

અલબેલીરે અંબેમાત, જોવાને જઇએ—એ રાગ.

માહા ચમત્કારી મહારાજ, મલિજીન રાયા.
બહુ જનનાં કીધાં કાજ, અદભુત છે માયા. ટેક.
અકળ કળા મલીજીન વરની, પાર ન પામુ શેષરે,
ચમત્કારોથી વીસ્મય પામ્યા, સમજાયું નહી લેશ મ૦ ૧
અદભુત કળા મહારાજ તમારી, મુખથી કહી નવ જાયરે
સમુદ્રમાંથી અંત ન આવે ગાગરથી શું થાય મ૦ ૨
ગહન ગતી મહારાજ તમારી, મલિન મારૂ મનરે,
શરણે આવ્યો પાળો મુજને, જાણી તમારો જન મ૦ ૩
ભોયણી નગર નીવાસી રાય. મલીજીનવર નામરે;
મેહેર કરી ગુજરાત ઉપર બહુ; જનના કીધાં કામ મ૦ ૩
ત્રીભોવનની ભક્તી ભાવી ભાવ્યું ભોયણ ગામરે;
કેવળ પટેલના ખેતરમાંથી પ્રગટ્યા મલ્લી નામ, મ૦ ૫
દેવતાઇ વાજીંત્ર વગાડી, લોકોને સમજાવ્યારે,
તોપ નાદના અવાજ મારી, ધરણી ઉપર આવ્યા મ૦ ૬
વગર બળદના રથ દોડાવ્યા, ભોયણી મધે આવ્યારે;
વાજતે ગાજતે પ્રભુને લાવી, લોકોએ પધરાવ્યા મ૦ ૭
દશે દીશાએ વાયકા ચાલી, આવ્યા મોટા સંઘરે;
દેખી દેવ અકળ માયાના જન આવે ધરી ઉમંગ મ૦ ૮
દર પુનમનો મહિમા મોટો, આવે ઝાઝા લોકરે;

માનતાઓ ઘણી પેરે ચાલે જાય નહી કોઇ ફોક, મ૦ ૯
દેરાસર વીસાળ બનાવ્યું, બિરાજે મલિનાથરે;
મહા શુદ દશમ ગુરૂવારે, પધારતા સઉસાથ; મ૦ ૧૦
પ્રતિષ્ટા ઘણી મોટી થઇ'તી શોભાનો નહીં પારરે;
નાનાલાલે અલ્પ બુદ્ધીએ, આ વર્ણન સુધાર્યું સાર. મ૦ ૧૧

## આરતી.

જયદેવ જયદેવ. જય મલ્લી સ્વામી—પ્રભુ જય
ભક્ત વત્સલ ગુણ ગામી, જય મલ્લી સ્વામી—જયદેવ
આરતી સહુ ગાતાં, પદ પંકજ ચાહાતા
શરણાગત શુખ શાતા. દો મુક્તી દાતા—જયદેવ
સુરનર સૌ સ્મરતાં, હોંસે હ્રદય ધરતા
આરતી નાન ઉચરતાં, ભવ સીંધુ તરતા—જયદેવ

## આરતી ૧ લી.

જય જય આરતી આદિ જિનંદા ॥ નાભી રાયા મારૂ દેવીકો નંદા, પેહેલી આરતી પૂજા કીજે, નરભવ પામીને લ્હાવો લીજે ॥ જે૦ ॥ ૧ ॥ દુસરી આરતી દીન દયાળા. ધુળેવ નગરમાં જગ અજવાળ્યા ॥ જે૦ ॥ ॥ ૨ ॥ તીસરી આરતી ત્રીભુવન દેવા, સુરીનર ઇંદ્ર કરે તોરી સેવા ॥ જે૦ ॥ ૩ ॥ ચોથી આરતી ચોગતિ ચૂરે, મન વંછીત ફળ શીવ સુખ પૂરે ॥ જે૦ ॥ ૪ ॥ પંચમી આરતી પુન્ય ઉપાયા, મૂળચંદ રીખવ ગુણ ગાયા ॥ જે૦ ॥ ૫ ॥

## આરતી ૨ જી.

અપસરા કરતી આરતી જીન આગે ॥ હારે જિન આગેરે, જીન આગે, હાંરે એતો અવિચળ સુખડાં માગે ॥ હારે નાભિ નંદન પાંસ ॥ અ૦ ॥ ૧ ॥ તા થેઇ નાટક નાચતી પાય ઠમકે ॥ હાંરે દોય

ચરણાંમાં ઝાંઝર ઝમકે, હારે સોવન ઘુઘરડી ઘમકે ॥ હાંરે લેતી ફુદડી બાલ ॥ અપ૦ ॥ ૨ ॥ તાલ મૃદંગ ને વાંસળી; ડપ વીણા ॥ હાંરે રૂડા ગાવંતી સ્વર ઝીણા ॥ હાંરે મધુર સુરાસુર નયણાં ॥ હાંરે જોતી મુખડું નિહાળ ॥ અપ૦ ॥ ૩ ॥ ધન્ય મરૂદેવા માતાને, પુત્ર જાયા હાંરે તોરી કંચનતરણી કાયા ॥ હારે મેં તો પૂરવ પુણ્યે પાયા ॥ હારે દેખ્યો તેરો દેદાર ॥ અપ૦ ॥ ૪ ॥ પાણ જીવન પરમેશ્વર, પ્રભુ પ્યારો ॥ હારે પ્રભુ: સેવક હું છું તારો ॥ હાંરે ભવોભવનાં દુખડાં વારો ॥ હાંરે તુમે દીન દયાળ ॥ અ૦ ॥ ૫ ॥ સેવક જાણી આપનો ચિત્ત ધરજો ॥ હાંરે મોરી આપદા સઘળી હરજો, હારે મુનિ માણેક સુખીઓ કરજો ॥ હાંરે જાણી પોતાનો બાળ ॥ અ૦ ॥ ૬ ॥

## આરતી ૩ જી.

શ્રી સરસ્વતી માઇ, ક્રીપા કરો આઈ, સરસ વચન સુખદાઇ; દો મુજ ચતુરાઈ, જય દેવ જય દેવ. ૧ વરધમાંન દેવા જુગમાં નહી એવા, પાતીક દુર કરવા કરે ઇંદ્ર સેવા. જય દેવ. ૨ રતન ત્રયી રાયા, ત્રીસલાના જાયા; સીદ્ધારથ કુળ આયા, કંચનવરણી કાયા. જય દેવ. ૩ સાસન બહુ સારો લાગે મુજ પ્યારો સંકટ દુર નીવારો; ભવજલથી તારો જય દેવ. ૪ તું ત્રીભોવન સ્વામી કરમ મેલ વાંમી; કેવલ જ્ઞાનસુ પાંમ્યા, સીવપુરના સ્વામી. જય દેવ. ૫ ભવ આરત ટાળો, નેહ નજર ન્યાળો; મયા કરી મુજ તારો મુજ કર તમ ઝાલો. જય દેવ. ૬

## આરતી ૪ થી.

સકલ મંગલકારી, ત્રીભુવન ઉપગારી; દુરગતી દુર નીવારી, વરીયા શીવ નારી, જયદેવ જયદેવ. ૧ પારસનાથ નાંમી ચીતામણ સ્વાંમી, કરૂ આરતી શીરનામી મુજ અંતરજામી. જય. ૨ ત્રણ જગત રાયા વામાએ જાયા, અશ્વસેન કુળ આયા, લીલ વરણ કાયા. જય. ૩

કુમઠકો હઠ વાંમી જ્ઞાન કેવલ પાંમી; ભક્તને મન વીસરાંમી ભયે સીદ્ધ સ્વાંમી. જય. ૪ તુજ ગુણ હું રસીઓ, મુજ મન તું વસીયો મયા કરી ઉલસીયો ગુણ ગાવા ધસીયો. જય. ૫

## આરતી ૫ મી.

જય જય આરતી શાંતિ તુમારી,
તોરા ચરણકમળકી મેં જાઉં બલિહારી. જ૦ ૨
વિશ્વસેન અચિરાજીકે નંદા, શાંતિનાથ મુખ પૂનમ ચંદા. જ૦ ૨
ચાલીસ ધનુષ્ય સોવનમય કાયા, મૃગલંછન પ્રભુ ચરણ સુહાયા. જ૦ ૩
ચક્રવર્તી પ્રભુ પાંચમા સોહે, સોળમા જિનવર જગ સહુ મોહે. જ૦ ૪
મંગળ આરતી તોરી કીજે, જન્મ જન્મનો લ્હાવો લીજે. જ૦ ૫
કરજોડી સેવક ગુણ ગાવે, સો નર નારી અમરપદ પાવે. જ૦ ૬

## મંગળ દીવો.

દીવોરે દીવો મંગલિક દીવો ॥ આરતી ઉતારીને બહુ ચિરંજીવો દી૦
સોહામણું ઘેર પર્વ દીવાળી, અમર ખેલે અમરા બાળી ॥ દી૦
દીપાળ ભણે એણે કુળ અજુઆળી, ભાવે ભગતે વિઘન નિવારી ॥ દી૦
દીપાળ ભણે એણે કળી કાળે, આરતી ઉતારી રાજા કુમારપાળે ॥ દી૦
અમઘેર મંગલિક તમઘેર મંગલિક, મંગલિક ચતુર્વિધ સંઘને હોજો દી૦

## ઓચ્છવ.

ઓચ્છવ રંગ વધામણાં, પ્રભુ પાસને નામે;
કલ્યાણ ઓચ્છવ કીયો, ચડતે પરીણામે.
સતવર્ષ આયુ જીવીને અક્ષય સુખ સ્વામી:
તુમ પદ સેવા ભક્તિમાં, નહીં રાખું ખામી,
સાચીરે ભકતે સાહેબા, રીઝો એક વેળા;
શ્રી શુભવીર હોવે સદા મન વંછીત મેળા.

# ચમત્કારી જાદુઈ પુસ્તકો.

**દેવ વિદ્યા**—મંત્રશાસ્ત્ર, મેસ્મેરિઝમ, હિપનોટીઝમ, સ્પીરીચ્યુએલીઝમ, મેન્ટલ ટેલીપથી, ફ્રેનોલોજી વીગેરે ચમત્કારી બાબતોનો સુંદર સંગ્રહ ત્રીજી આવૃત્તિ કીંમત **એક રૂપીઓ** પોષ્ટેજ બે આના

**અનંત રંગ**—સ્ત્રી પુરૂષના ભેદ, ઋતુવર્ણન, જાદુઇ ચમત્કારો નામરદાઇને વાંઝીયાપણાના ઇલાજો, માનસિક સંદેશા મોકલવાની કળા કોકશાસ્ત્રનો સંપુર્ણ સાર સાથે ત્રીજી આવૃત્તિ, કીંમત **એક રૂપીઓ.**

**જડી બુટ્ટી**—સ્ત્રી પુરૂષોના ગુપ્ત રોગના ઉપાય, સાપનો મોહોરો બનાવવાની રીત, વીંછીનું ઝેર ઉતારનાર જાદુઇ લાકડી વીગેરે અકસીર દવાઓ ઘેર બેઠાં બનાવવાની રીતનો સુગમ વૈદકનો ગ્રંથ. કીંમત **ચાર આના** પોસ્ટેજ એક આનો.

**મેસ્મેરિઝમ**—નામની ઇંગ્રેજી જાદુઇ વિદ્યા તથા હાજરાત ભરતાં શીખવાની સરળ ગુજરાતી ચોપડી કીંમત **પાંચ આના**

**હીપનોટીઝમ**—નામની ઇંગ્રેજી જાદુઈ વિદ્યાથી જીવતા માણસને ઉંઘમાં નાંખી મન ગમતા સવાલોના ખુલાસા પુછવાની તથા રોગો મટાડવાની વિદ્યા. કીંમત **પાંચ આના.** પોષ્ટેજ સાથે.

**સ્પીરીચ્યુએલીઝમ**—મુએલાં માણસના આત્માને રૂબરૂમાં બોલાવી તેની સાથે વાતચીત કરતાં શીખવાની સારી અને સ્હેલી ચોપડી કીમત **પાંચ આના** પોસ્ટેજ સાથે.

**મેન્ટલટેલીપથી**—વિચારથી સંદેશા મોકલીને ધાર્યું કામ પાર પાડવાની જાદુઇ વિદ્યા પાંચ આનાજ. પોસ્ટેજ સાથે

**સુરવિદ્યા—સ્વરશાસ્ત્ર**—નાકમાંથી નીકળતા પવનના આધારે લાભ નુકશાનની ખબર પડે તેવી વિદ્યા. કીંમત **પાંચ આના.**

**જાદુકપટ**—હાથ ચાલાકીના જાદુગરા અને પ્રોફેસરો કરે છે તેવા જ સારા ખેલો કરતાં શીખવાની ચોપડી. કીંમત **પાંચ આના.**

**જાદુમંત્ર પ્રકાશ**—મંત્ર જંત્રને ઘુવડ, ટીટવી, ચાસ વીગેરે જાનવરોના કલ્પની ચમત્કારી વીગતો સાથેની તદ્દન નવીજ ચોપડી. કીંમત **પાંચ આના** પોસ્ટેજ સાથે.

**સુંદર જાદુગર**—જાદુગર સંબંધી નવાઇ જેવી તરેહવાર હુન્નરી બાબતોનો સંગ્રહ કીંમત **પાંચ આના** પોષ્ટેજ સાથે.

**ભયકર ભૂતાવળી**—હીંદુને મુસલમાની રીતના મંત્રો તંત્રોની ચોપડી સુધારા વધારા સાથે ત્રીજી આવૃતી કીંમત **પાંચ આના.**

**યોગની કુંચી**—એટલે યોગ વિદ્યા શીખવાને સ્હેલામાં સ્હેલો ભોમિયો કીંમત પાંચ આના પોષ્ટેજ સાથે.

**મંત્રશાસ્ત્ર**—તદ્દન નવાજ પ્રકારની પુષ્કળ વિવેચન સાથે દરેક રીતની સમજણ સહિત કીંમત પાંચ આના પોષ્ટેજ સાથે.

**દેવતાઇ કામો**—કરનારા ગેબી મદદગારો ઓળખવાની ઉત્તમ કળા શીખવી હોય તો પાંચ આનાની ટીકીટો મોકલી આ બુક જરૂર મંગાવીને વાંચજો.

**સ્તોત્ર રત્નાકર**—આ ચમત્કારીક બુક દરરોજ ઘીનો દીવો તથા ધુપ કરીને ઉત્તર દીશા તરફ મોં રાખી વાંચનારને દરેક વાતે સુખ મળે છે અને સંકટો દૂર થઇ જાય છે. જોઇએ તેણે પાંચ આનાની ટીકીટો મોકલી મંગાવવી. અને એકવીસ દીવસ લાગટ દરરોજ સહવારે વાંચીને પ્રયોગ કરી ખાત્રી કરવી.

**દેશી પાકશાસ્ત્ર**—રાંધણ કળા શીખવાની સારામાં સારી ચોપડી જેમાં દાળ ભાત રોટલીથી માંડીને શાક, પાપડ, પકવાન, શીયાળાનાં વસાણાં, વડી, રાયતાં, ચટણીઓ વીગેરે બનાવતાં શીખવાની રીત આપી છે. કીંમત **પાંચ** આના પોષ્ટેજ સાથે.

માસ્તર. નાનાલાલ મગનલાલ.
**રીચીરોડની સડકપર—અમદાવાદ.**